૫૮૪

# હલામણ જેઠવાના નાટકનાં ગાયનો.

વાંકાનેર વિદ્યા વર્ધક નાટક મંડળીને માટે.

રચી પ્રસિદ્ધ કરનાર

નથુરામ સુંદરજી શુકલ.

વાંકાનેર નીવાસી.

આવૃત્તી ૩જી પ્રત ૧૦૦૦.

નડીઆદ

સત્ય સાગર પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.



ઇ. સ. ૧૮૯૫. સંવત ૧૯૫૧.

કિમ્મત ત્રણ આના.

# હલામણ જેઠવાના નાટકનો

## ટુંક સાર.

**બાળંભાના** રાજા રાજસિંહને સોન નામની કુંવરી હતી. તે ઘણી સુશીલ, સમજુ અને ભણેલી હતી. અને તેથી લાકડે માંકડું વળગાડી દેવાનું કેવું પરિણામ આવે છે તે ખરેખર જાણતી હોવાથી તેણે પોતે કોઇ મૂર્ખ અને વિષમ સ્વભાવના પુરૂષ સાથે ન જોડાવું એવો દૃઢ નિશ્ચય કર્યો હતો. જ્યારે તેનું સગપણ કરવાની વાત ચાલી ત્યારે તેણે વિનયપૂર્વક પોતાના માબાપને જાહેર કર્યું કે હું આ એક કવિતાનું ચરણ આપું છું તેની પાદપૂર્ત્તિ કરનારની સાથે મારાં લગન કરવાં.

રાજા પોતે સમજુ હોવાથી તે તેની માગણીમાં સંમત થયો અને તે કવિતાનું ચરણ આપી સૌમ્યદેવ નામના એક પંડિતને સોનની સગાઇ કરવા મોકલ્યો.

સૌમ્યદેવ ફરતો ફરતો બરડાની રાજધાની ધુમલી કે જેમાં સીયો જેઠવો રાજ કરતો હતો ત્યાં આવ્યો. અને તે રાજસભામાં જઇ તેણે સઘળી વાત કરી પેલું સમસ્યાનું ચરણ રાજાના હાથમાં સોંપ્યું. રાજાએ જોયું તથા પ્રધાને પણ જોયું. સઘળા મુંઝાયા. આ વખત સભામાં બેઠેલા તેના પાટવી કુમાર હલામણ જેઠવે એ ચરણ હાથમાં લીધું અને તરતજ તેની સમસ્યા પૂરી કરી. પાછી પંડિતના હાથમાં સોંપી.

પંડિત ખુશી થતો પોતાના ઉતારાપર ગયો. આ તરફ સોનનાં વખાણ સાંભળેલ હોવાથી સીયો જેઠવો અકળાયો અને कामांधो नैव

પશ્યતિ એ નિયમાનુસાર હવે સોન પોતાની પુત્રવધૂ ગણાઇ ચૂકી છે એ વિચારને જરા પણ મનમાં નહીં લાવતાં તે પોતાને કેમ મળે તેના દુષ્ટ વિચારમાં દોરાયો. જેઠવાના પવિત્ર વંશપર આ અપવિત્ર વિચારે કાયમને માટે એક મોટું કલંક ચોટાડયું છે. આવો નીચ સંકલ્પ કરી તે મૂર્ખ જેઠવે ધોળા કપડાપર કાળો ડાઘ લગાવ્યો છે.

સ્મરાવેશમાં આવેલા સીયા જેઠવાએ તે પંડિતને છાની રીતે મળી જબરી લાંચ આપી સોનની પાસે હલામણનું નામ છુપાવવા અને પોતાનું નામ જાહેર કરવાની ગોઠવણ કરી. પોતાની વીદ્યાને લજાવ-નારા નીચ બ્રાહ્મણે પણ લાલચમાં ફસાઇ તેમજ કર્યું

"ઇશ્વર, સત્ય અને નીતિનો બેલી છે." આ વાત કાંઇ ખોટી નથી. તેણે સોનના અંતઃકરણમાં એક બહુ સારા વિચારને જન્મ આપ્યો કે આ પાદપૂર્તિ કોઇએ કરી હોય અને કોઇનું નામ તો ન હોય? આથી તેણે બીજી સમસ્યા જેનું નામ જાહેરમાં આવ્યું તેનાપર મોકલવાની હઠ પકડી. સોનનો પિતા રાજસિંહ ઘણો સમજુ હતો તેણે પુત્રીનો વિચાર પણ સફળ થાય અને પેલા છાના કુકર્મ કરનાર પંડિતને પણ ખોટું ન લાગે એટલા માટે પંડિતની સાથે પોતાની પુત્રીને દાસીઓ સહિત ધુમલી મોકલી દીધી કે જ્યાં જઇને તે પોતાની મેળે ખાત્રી કરી ત્યાર બાદ પરણે.

સોન ધુમલીમાં આવી. પંડિત અને સીયો જેઠવો પોતાના પા-પનો ઘડો ન ફૂટે તેને માટે પ્રપંચમાં લાગુ રહ્યા. પણ બદબો કદી પણ દબાતી નથી. હલામણની દાસી રાધા અને સોનની દાસી લક્ષ્મી નદી કિનારે પાણી ભરતાં ભરતાં વઢી અને રાધાએ મેણું માર્યું કે જોઇ તારી સોનની ચતુરાઇ. સમસ્યા હલામણે પૂરી કરી છે અને પરણવા માટે

સીયાને આવી છે. દાસી લક્ષ્મી એકદમ નિસ્તેજ પડી ગઇ. ગભરાયેલ અને ઉદાસી ચહેરે ઉતારાપર આવી તેણે સોનને તે ખબર કહ્યા. ખબર સાંભળતાંજ સોનને પગના અંગુઠાથી માથા લગી લાય લાગી ગઇ. સીયા જેઠવા માટે અને તેના કરતાં હજારગણો પેલા નીચ બ્રાહ્મણ માટે તેને તિરસ્કાર છૂટયો. તરત પંડિતને બોલાવી ફિટકાર આપી કહાડી મૂકયો. તેટલામાં સીયા તરફથી એક દાસી કેટલાંક ઘરેણાં લુગડાં લઇને આવી તેને પણ તેવીજ રીતે અપમાન આપી કહાડી મૂકી.

સુપુત્ર હલામણ પોતાના દૃષ્ટ પિતાના પ્રપંચથી ઉદાસ થઇ બેઠો છે તેટલામાં સોનની દાસી લક્ષ્મીએ આવી તેના હાથમાં એક ચીઠી મૂકી. જેમાં સોને પોતાની સઘળી વાત જણાવી હતી. હલામણ બહુજ દિલગીર થયો.

પેલી દાસી સિયાજી પાસે પાછી જતાં સિયાએ પંડિતને બોલાવ્યો. પંડિતે પણ પોતાપર પડેલી કહી સંભળાવી અને પછી તેણે રાજાને નીચ સલાહ આપી કે કોઇ પણ બહાનાથી હલામણને દેશપાર કરવો. પછી આપણે છીએ અને સોન છે. દુષ્ટ જેઠવે પોતાના સદ્દગુણી પુત્રને તરતજ બોલાવી પીતૃઘાતક એવું બહાનું મૂકી કહાડી મૂકયો. બહાર ગયેલી લક્ષ્મીને હલામણ મળ્યો તે તેને એક પત્ર આપતો ગયો જે લક્ષ્મીએ આવી સોનને આપ્યો. સોન બહુજ વિલાપ કરવા લાગી, તેટલામાં સિયોજી આવ્યો તેણે પોતાની દુષ્ટ ધારણા જાહેર કરી અને સોને તેનો તિરસ્કાર કર્યો. સિયો તેને બીજી વખત સમજાવવાનું ધારી તે વખત તો ત્યાંથી ગયો.

હલામણ ફરતો ફરતો સિંધમાં પોતાની ફુઇ ફુલજીબાના રાજમાં ગયો. ત્યાંથી એક દિવસ પાસેના જંગલમાં શિકારે ગયો. સોનના સ્મ-

રણુમાં, બિમાર હોવાથી જરા વિશ્રાંતિ માટે સુવે છે તેટલામાં એક ભયંકર સર્પ તેને કરડે છે અને તે પ્રાણમુક્ત થાય છે.

આ તરફ સિંધી લોકો ધુમલીપર હુમલો કરે છે તે લાગ જોઇ સોન પોતાની દાસી સાથે નાસી બહાર નિકળી જાય છે અને હલામણની શોધ કરતી કરતી તેજ જંગલમાં આવી પહોંચે છે કે જ્યાં હલામણનું મુડદું પડયું છે. અચાનક આ બનાવ જોઇ દાસી તથા સોન બન્ને બેભાન થઇ ગયાં અને શુદ્ધિમાં આવતાં સોને ઘણો વિલાપ કર્યો. તેટલામાં ત્યાં એક જોગીએ આવી હલામણનું ભયંકર ઝેર ઉતારતાં તે પાછો જીવતો થયો અને સોનની સાથે મળ્યો. અહીં આ ખેલની સમાપ્તિ થાય છે.

૫૮૬૪

# હલામણ જેઠવાના નાટકનાં ગાયનો.

૧

ચાલો સતી સોન તણું ચરીત્ર ઉચરીયેં
સ્વકીયા સ્વામનીઓને સારો બોધ કરીયેં. ચાલો.
પ્યારૂં ગણી પતીવ્રત તોડયું નહીં જરીયે
દુખી જાની હતી દારા છોને દુઃખ દરીયે. ચાલો.
ગરવ રહીત બની ગુણ તેના ગણીયેં
સુરીતી પ્રસારીને હરામી રીતી હરીયેં. ચાલો.
ભરત ભુમીમાં ભય ટાળી જય ભરીયેં
બોધક બનીને દેશ વિદેશ વિચરીયેં. ચાલો.
સ્નેહનાં સ્વરૂપને દેખાડી દીલ ઠરીયેં
સત્યને સંભારી ભવસાગરને તરીયેં. ચાલો.

૨

પ્રભુ પ્રણમું પ્યારથી હું તને (૨)
પ્રણુત પાલ તું છે પરમેશ્વર
ભગતવત્સલ ભય હરણ હાર. ટેક.
એક અકામી, તું બહુ નામી

૨

અગમા ગામી, તું જગ સ્વામી
કારણ કરણ ભરણ ભવ સુખનો
તારણ તરણ ત્રિલોકી
જન મનમાં, ગીરિ વનમાં, સુરગનમાં, ઉડગનમાં
વ્યાપમાન વિશ્વનાથ, સૃષ્ટિ તંત્ર તારે હાથ
ગણું તજ ગાથ, ધરી કરમાથ
બનાવ સનાથ, છું બાળ અનાથ. પ્રભુ.

૩

ભરત નહીં પણ ભારતેન્દુ હરીશ્ચંદ્ર તણો મત જોઇ
લખેલ લાગે છે આ રૂપક ચંચલ ચીતડું પ્રોઇ
કંઇક રસીલું છે પ્યારી વસ્તુ સંકળના સારી.

૪

જગ જીત્યું હાલ હિમંતે પાંચે શર સાથે છોડયાં છે
રસવંતે રતિ કંતે. ટેક.
સીતળ પવન શિક્ષક શ્યામાને રતિ ગતિ શિખવે ખંતે
માનવતીનાં માન છુડાવે વિરહી મિલાવે તંતે. જગ.
સીસી સ્તવન શીખાવે સહુને સંત ડગાવે દંતે
વિજય ઘોશમય કરે વસુધા ડંકા દીયે દીગંતે. જગ.

૫

પુત્રી સાવિત્રી કેરી વય વરવા યોગ્ય વિચારી
લાયક ઘર વર જોઇ દેવા દિલ દોડે છે ભારી
નિદ્રા કેમ આવે નયને કુંવારી કન્યા ઘર જેને

૬

ચક્ષુઓ ભલો ન કોશકો, દુહિતા ભલી ન એક;
મંગનો ભલો ન બાપકો, જો પ્રભુ રાખે ટેક.

૭

પ્રતિદિન જય પામશો અપાર ભૂપતિ
વિકટ ખેદ સર્વ છેદશે ઉમાપતી. ટેક.
પૂર્ણ પામશો પ્રતાપ આપ દેશમાં
શોભશો સુરેશ તુલ્ય બેશ વેશમાં
પ્રથમ પદ્ધિ પામશો સહુ નરેશમાં
તનથી, જનથી, ધનથી, સુખ મળશે,
દુઃખ ટળશે, અરી બળશે, નીરખી સુમતી. પ્રતિ.
થઇ શતાયુ શત સપુત્ર આપ પામશો
રોગ ત્યાગી વિવિધ ભોગમાં વિરામશો
અટલ અચલ નામધારી જરૂર જામશો
કીરતી, સુરતી, સુગતી, દિલ ધરીને,
જગ તરીને, જય કરીને, સુખી રહો અતી. પ્રતિ.

૮

હું અટન કરૂં છું દેશમાં કેવળ પરમારથ કાજ
નથી લેશ માત્ર (૨) મુજ સ્વારથ સુણુ મહારાજ. ટેક.
શુભ આર્ય તણો (૨) કરવા મણી તુલ્ય પ્રકાશ
બોધક થઇ જગમાં ફરૂં, કુમતિનો કરવા નાશ
શુરવીર ધીર (૨) જે થકી બને નરરાજ. હું.
શુભ ન્યાય કરી (૨) નીતીથી ચલવે રાજ

પ્રેમ ધરી પાળે પ્રજા, બાંધે સુધરમની પાજ
નિજ નગ્ર મહીં (૨) સ્થાપે નીત્ય નવીન સમાજ. હું.
દુરબળ જનને (૨) આપે વિદ્યાનું દાન
ઉદ્યમ આગ્રહ ધૈર્યતાનું, પ્રતિદીન કરાવે પાન
જન જોઇ થકી (૨) તજી દુઃખ પામે સુખ સાજ. હું.

૯

જીવિત જણી હારી સખી હું મુરખ મળે જો ભરથાર. ટેક.
નૃપતિ વરગમાં હું નહીં દેખું વિદ્યા વિનય લગાર
વ્યભિચારી અવિચાર ભરેલા ગુણના હીન ગમાર
નહીં ઉર લાજ લગાર. જીવિત.
ખાંત નહીં ક્ષત્રિવટ ઉપર દુર વ્યસને લાચાર
ક્રૂર કુસંગી કપૂત કુકર્મી આજ છે ભૂપ અપાર
ધરે ન ધરમ પર પ્યાર. જીવિત.
પૂરણ ક્ષત્રિ પવિત્ર પરાક્રમી મળશે જોતાં હજાર
પામીયે રત્ન પ્રયત્ન વિનાં નહીં અવરપરે આધાર
બને ન સ્વકરથી લગાર. જીવિત.

૧૦

સખીરે સહુ સફળ થશે મન ધાર્યું
નહીંરે કરે તાત કદી કામ અવિચાર્યું. ટેક.
ભણેલ છો તમે અપાર શાસ્ત્ર ધીર ધારી
વિવેકમાં વિશેષ રૂપમાં અશેષ પ્યારી
તમામ વાત તાતને વિદીત તે તમારી. સખીરે.
તમે સદાય પ્યારથી રહ્યાં સ્વધર્મ ધારી

અનીતિને વિસારી પ્રિતી નીતિમાં વધારી
સદાય દેવ સેવની સુટેવ છે તમારી. સખીરે.
અપાર ભાવની ભરેલ ભક્તિ જોઇ ભારી
કદી દીયે ન લેશ ક્લેશ આપને મુરારી
દિપાવશો પતિવ્રતાનું નામ પૂર્ણું પ્યારી. સખીરે.

૧૧

શીર આવે સંકષ્ટ અપાર છોને સખી શાણી રે
પણ મુર્ખ પતીનો ગ્રહીશ નહીં હું તો પાણી રે
મળતાં મુજ સમ ભરથાર વરીશ મુદ ધારી રે
નહીં તો હું વિતાવિશ દીન રહીને કુમારી રે
કદી માત પીતા મૂજ ધાર્યું નહીં દે જો કરવા રે
તો હું થાઇશ તુર્ત તૈયાર આ તન પરહરવા રે
મેં તો ધારી છે દ્રઢ કરી ટેક અંતરની માંહી રે
તેને પૂરણ કરવા કાજ રહીશ પણ ગ્રાહી રે
મુર્ખ નાથના હાથમાં આપીને તન મન મારૂં રે
આ સંસારનું સુખ અલભ્ય નહીં હું તો હારૂં રે
ધર્મ અર્થ સુકામ ને મોક્ષ પમાય આ તનથી રે
તે અકારથ કાઢતાં કેમ ન વિચારૂં મનથી રે.

૧૨

નથી મને વર વરવા તણી મરજી
બંધ રાખો સંબંધ સુણી અરજી. ટેક.
મળશે નહીં મુજ સમ મન ભાવન
સત્ય વિચાર છે એ તો

માટે કુમારિકા વૃત સત ધારી
રહેવા વિચાર્યું છે મેં તો. નથી.
લેશ કલેશ ઉરે નહીં ધરશો
ગણી મુજ વચન નઠારૂં
ઉભય ગતીથી ભ્રષ્ટ બનીને
કેમ જીવિત કહો હારૂં. નથી.

૧૩

અરે આ શું વચન વદે પુત્રી મારી
થઇ ભ્રષ્ટ મતી કેમ તારી. ટેક.
કઠણ કુમારિકા વૃત ગ્રહી રહેવું પળ પળમાં ભય ભારી
સત્ય અસત્ય કહે કોઇ જન તો આબરૂ જાયે અમારી. અરે.
સાંભળે આ કદી વાત પીતા તુજ તો કહે પુત્રિ નઠારી
નિંદા થશે નૃપ વર્ગની માંહીં વ્હાલી તું જોને વિચારી. અરે.

૧૪

અઘટીત કર્મ કદી ન કરાયે
વહાલી વિચારીને જો દીલમાંયે. ટેક.
ગોતિશ હું ગુણીયલ વર તારો
નહીં કરૂં મૂર્ખની સંગ સગાઇ. અઘટીત.
વિકટ અતી રજપૂતની રીતી
જાતથી જોઇ સંબંધ ન થાયે. અઘટીત.
અન્ય પ્રયત્નથી રત્ન સમો વર
શોધિશ સત્ય કહું સમ ખાઇ. અઘટીત.

૧૫

ગાઓ સહુ મળી નૃપ ગુણ ગાઓ. ટેક.

શ્રી મકરધ્વજ કુળમણિ મોટા, ખળવૃંદોને કીધા ખોટા
ભરમ હરી કર્યા પરમ નરમ દુશ્મનને
ધરમ ધરી કર્યા ધનવાળા ગુણી જનને
શુરની શરમ, કુળનો ધરમ, સમર મહીં સાચવીયો
શુભ રીત, ધરી પ્રીત, મનને. ગાઓ.
પકડિ પકડિ પરવશ કીધા, પાપી પલમાં કરી લાલ નજર
જકડિ જકડિ બાંધ્યા પળમાં, મ્લેચ્છોને મારી ઉરમાં શર
ધાતકી ધર ધર, કંપે થર થર, ચિતમંહી ચરચર
બળતા ક્રૂર નર. ગાઓ.

૧૬

સુખીયા શિયાજી મહારાજા રહો ભારીરે. ટેક.
શરદ રૂતુ શત વિપતિ વિદારી
બરડાનું બેસણું શોભાવો છત્ર ધારીરે. સુખીયા.
ઉગતા આદિત સમ આ અવનીમાં
સુયશની આભા પ્રસરાવો સુખાકારીરે. સુખીયા.

૧૭

જીવો શરદ રૂતુ શત નૃપતી શત હિમંત રૂતુ બાળો
શીશિર રૂતુ શત સુખ માણીને આનંદમાં દીન ગાળો
બાળો અરી દળને કીરતી દેશ વિદેશે જામો.
અષ્ટ સીદ્ધિ નવ નિધી નિશદીન હાજર હુકમે રહેશે
પુત્ર અને ધરસુત્ર સુશોભિત શ્રી રઘુવર કરી દેશે

લેશો જય પુરો આ મુજ વચનથિ દુઃખ વામો.

૧૮

સ્વરૂપ હું શું કહું રે છે પુર્ણ પદમણિ નાર. ટેક.
કમળ પાંખડી નેત્ર અધર પરવાળાં જેવારી
શુક ચંચુ છે નાક છીપશા કર્ણ કહેવારી
દાડમ કળી શા દાંત છે પંકજ પત્ર કપોળ
વેણી વાસુકી સમી છે ઇંદુભાલ અમોલ. સ્વરૂપ.
કંબુ જેવો કંઠ કોકિલા ઉચાર એમાંરી
કનક કલશ દ્વય કૂચ કહું શું મુખેથી ગહીમારી
બાહુ ઉભય મૃણાલ છે આંગળી આડો આંક
નખ લાલાઇ નિરખતાં માણેક બનીયાં રાંક. સ્વરૂપ
પડસુલી સમ પેટ ત્રિવેણી ત્રિવળી ભાળીરી
નાભી કુપ સમાન કેહરી કટી રૂપાળીરી
જંઘા કેળી સ્થંભસી શીખ નખ રૂપ અપાર
સમ ખાઇ સાચું કહું છે ઇંદ્ર પરી અવતાર. સ્વરૂપ.

૧૯

ઘણુંવણું ઘડયાં એરણને અડયાં નહીં
સરવડ સ્વાંત તણાં મળે તો મોતી નીપજે.

૨૦

માતા મેરામણ વસે પીતા વસે કૈલાસ
જૂનાં જોઇએં તો મોકલું, નવાં તો આશ્વીન માસ.

૨૧

સોનનું સ્વરૂપ સુણી ઉર અકળાયે

ઉર અકળાયે મન મળવાને ધાયે. ટેક.
પીતાને પ્યારી તે કેમ પુત્રથી વરાયે
નીતીને વિચારે રત્ન હાથ થકી જાયે. સોનનું.
મારા યોગ્ય માનીનિ એ અવર શું મ્હાયે
હારૂં હું જીવિત જો એ મારી નહીં થાયે. સોનનું.
મેળવિશ માનિની એ અનંત ઉપાયે
સત્ય કહું છું કરી સંકલ્પ મનમાંયે. સોનનું.

૨૨

વસી છે મુજ ઉરમાં પ્યારી (૨)
પ્રાણ જતાં પણ રૂપ ખાણુ નહીં મૂકું વિસારી. ટેક.
મદનવામાસી એ નારી સદન શ્રૃંગાર તણું ભારી
તિલોતમાં ઉર વસી રસીલી કાઢે ધિ:કારી
હરણ ગતી ગજની કરનારી અહી સમ વેણી ધરનારી
મુખ આકૃતિમાં ચંદ્ર બીમ્બ સાથે અનુસરનારી
બાલ મૃગ દ્રગને ધરનારી ભ્રમર ઉર શંકા ભરનારી
દુનિયા દરીયે વિના નાવ તારીને તરનારી
સત્ય કહું વાત આ વિચારી કરીશ એ પ્યારીને મારી
બનિશ સહી દુ:ખ દ્વંદ હું એના સુખનો અધિકારી.

૨૩

કરશો કયારે મળી દીલ શાંત હવે પ્રીયા મારી
દિલ બ્યાકુળ છે દીન રાત પેખ્યા વિના પ્યારી
વધ્યો ઉરમાં અતિ ઉતપાત ભુવન ભય ભારી
નથી રહેતું હવે ક્ષણવાર ધીરજ મન ધારી. કરશો.

શુભ અત્તર લેપથી આજ ઉરે ભય પામું
સુણી ગંભીર ગીત સંગીત સહુ સુખ વામું
પુષ્પ હાર થકી તો હજાર ઉચાટમાં જામું
સુખ સાધન શ્યામનિ વીણુ દીયે દુઃખ ભારી. કરશે.
મને વળગ્યો વિરહનો રોગ ટાળ્યો કેમ ટળશે
અન્ય ઔષધથી તો જરૂર આ પ્રાણ નીકળશે
સોન સુંદરી સદગુણી વૈદ કહો કેદી મળશે
મારી આવરદા એને હાથ કહું છું પુકારી. કરશે.

૨૪

મહા જૂલમ જગતમાંયે, પુત્ર પત્ની પીતા વ્હાયે. ટેક
સુણી આ ભયકારી ઉચાર, ઉરમાં વધે વિચાર
મનું બેજાર, કરૂં શું હાયે. મહા જૂલમ.
મનતાં આ અધર્મ કર્મ, રહેશે નહીં ધર્મ
ભાંગશે ભર્મ, લાજ સહુ જાયે. મહા જૂલમ.
ધરી શકે ધરા નહીં શેશ કુરમ સહે કલેશ
ા ધરમનો લેશ, જરૂર જણાયે. મહા જૂલમ.
ાર્મ સંકટ પડયો છે મારે શીર, બનુંછું અધીર
ાદાય છે શરીર, વ્યાકુળ દિલ થાયે. મહા જૂલમ.

૨૫

વિકટ ધરમ સંકટથી ઉર અકળાય અતિ વ્યાકુળ થાયે;
અધવચ જીવ અથડાયે રહ્યું ન જાયે સહ્યું નહીં જાયે.

૨૬

બદલે બાધાં લોક, બરડા ધણી બદલે નહીં
કુળને લાગે ખોટ, જો હીણું કરે હલામણો.

૨૭

શ્રી ગીરધરજી રે અરજી ઉરે ધરી લેજો
વરજી વિધન સંગ રહેજો. ટેક.
મરજી અમારી પૂરણ કરો હરજી
લરજી રહીછું કર ગ્રહેજો. શ્રી ગીરધરજી.
ઇશ્વરજી ઉત્તમ ધર વરજી
સોનને શોધી દેજો. શ્રી ગીરધરજી.

૨૮

પતી કઠણ અતી (૨) નહીં સમજે સમસ્યા નૃપતી ટેક.
મળવો છે મુશ્કીલ નૃપ નિશ્ચે સોન સમાન સુજાણ
વૃથા પરિશ્રમ લેશે પંડીત અધિપતી આજ અજાણ પતી.
સહુ સૌરાષ્ટ્ર તણા સરદારો વડા હશે વિદ્વાન
કાવ્ય કળામાંહીં કોડીલો કોઇ સુણ્યો નથી કાન પતી.
સમસ્યા પૂરણ નહીં થાયે તો અવર નથી ઇલાજ
કુમારિ જો રહેશે કન્યા તો જાશે આપણિ લાજ. પતી.

૨૯

અહીંથી અતિ આતુર હું વાગડમહીં વેગે ગયો
સહુ ભૂપ ત્યાંના ભાળિને ઉરમાં ઉદાસ અતિ થયો
નહીં સોન લાયક શૂર કોઇ રાજ્ય પણ મોટાં નહીં
વિદ્વાનના વાંધા અને મૂરખ તણા તોટા નહીં
કચ્છ દેશમાં સહી કલેશ પોંચ્યો વાર નવ કીધી રતી
જોઇ રાજ્ય મોટું કાજ સરવા ઉર અધાર થયું અતિ
મોટી કચેરીમાં જઇ સમસ્યા જણાવી મેં જદા

સમજી રહ્યા સહુ સુન્ય મુન્ય મહીપ બની બેઠો તદા
થરપારકરને પેખીને ગંભિર ગ્રહિ ગુર્જર ધરા
નૃપ વર્ગ ત્યાંનો નિરખવા જબરી કરી મેં જાતરા
ભટકયો ભુવન બહુ ભૂપમાં મુજ ભય હરણ નહીં ભાળિયો
અંતે બની આજાર સોરઠ તર્ફ મનહય વાળીયો
શોધી વળ્યો સોરઠ બધો સમસ્યા થઇ પૂરી નહીં
ખરડામંહી બળવાન ધૂમલી યાદ મુજ આવી તહીં
ઇશ્વર કૃપાથી એ સ્થળે સાક્ષર શિયોજી ભૂપતી
સમસ્યા કરી પૂરી પ્રીતે ટાળી વિકટ મુજ વીપતી.

૩૦

ચાલો ચાલો ચાલોરે સહુ જઇએ બગીચામાં ચાલો. ટેક.
ત્રિવિધી બયારેં મયુર પુકારેં, ભ્રમર ઉચારેં, મન દુઃખ મારે
વારે વારે પ્યારેંરે, આજ આનંદ ઉદધિમાં મહાલો. ચાલો
પુષ્પ પ્રકાશેં હૃદય વિકાસે, શુભ સુવાસેં, તન દુઃખ જાશે
પ્યાસેં હાસેં, હુલાસે રે, આજ લાગે બગીચો વ્હાલો. ચાલો

૩૧

નમું જુગદંબ રૂદ્રની રાણીરે જવાલા મુખી પ્રગટ જુગ જાણી
હું છું બાળ અબળ કર સાઓરે, દુઃખ વૃંદ તમામ નસાવોરે
પડું પાય પ્રસન્ન દેવી થાઓ. નમું.
ભવ સાગર છે ભયકારીરે ચાહું હાંકવા હોડી મારીરે
દેજો સહગુણી મુજને સુખાણી. નમું.
જેના હાથમાં તન મન દેવુંરે, સદાકાળ જેને સંગે રહેવુંરે
તે મુરખ મળે તો દુઃખ કેવું. નમું.

મારે આ મુજ અરજ સ્વિકારીરે, ત્રિપુરેશ્વરી લેજો તારીરે
મને કરજો કોવિદની નારી. નમું.

## ૩૨

હે અંબે મહિષાસુરી ગુણ ભરી જો દાસિ સામું ફરી
વિઘ્નો સર્વ હરી મને સુખ કરી દેજો સુખોની ઘડી
માગૂં મૂદ ભરી મુખેથી ઉચરી આશા તમારી ધરી
આપો તો કરૂણા કરી પતિ ગુણી ના આપિ દેશો અરી.

## ૩૩

કાં ન વિચારીયેં કરતાં સગાઇ, તન, મન, ધન જેને સોંપવું બાઇ. ટેક.
પાલટીયેં લઇ અન્ય પદારથ આ તો કરમ સંગ જાય જડાઇ. કાં ન.
રહીનેં અચેત ચુકી જો ચાળા ઘડી જીવવું જગમાં અને દુઃખદાઇ. કાં ન.
સુખ દુઃખનો કરવો જેને સાથી શું ન રહે સખી એ મનમાંઇ. કાં ન

## ૩૪

મારી પ્રાણ પ્યારી પાર્વતી ભલે આવી તું અહીં
પ્યારા નાથ તણા પ્રાક્રમનો પત્ર આ લહી. ટેક.
આનંદ મારા ઉરમાંરે સખી ન સમાયે આજ
મન વાંચ્છિત મુજને મળ્યું મારાં સિધ્યાં સરવે કાજરે. ભલે.
આદિત ઉગ્યો આજનોરે શુદ્ધ સુવર્ણ સ્વરૂપ
મે વરસ્યો મોતી તણો મારે આજનો દીન અનુપરે. ભલે.
અજવાળામાં આવિયુંરે આ ઘડી જગત તમામ
સુખ દેખું સહુ ઠામમાં નહિ દેખું દુઃખનું નામરે. ભલે.

આપું છું ઇનામમાં લે આ હાર અમુલ્ય
આ દુનિયામાં અન્યને નહિ તેવડું તારી તુલ્યરે. ભલે.

૩૫

શીદ કરો છો ક્રોધ ગુરૂજી ધરનારી હું મૌન્ય નહીં
વિના વિચાર્યું કૃત્ય કદાપિ કરનારી આ સોન નહીં. ટેક.
લગ્ન મંડપ મોઝાર વર આવશે જે વાર (૨)
તેને કાવ્યનો વિચાર ફરી પુછીશ તે હાર
હશે ગુણનો ભંડાર કાવ્ય કરશે તૈયાર. લગ્ન શીદ.

૩૬

અદીઠ પ્રિયા વસી અંતર મારે,
મુજ મન એ વિણ અન્ય ન ધારે. ટેક.
એ મદિરાક્ષી તણો કર મુજને, શુભ મધુપાન કરાવશે કયારે. અદીઠ.
કે દિન વાણી પિયૂષને પૂરે, મુજ મન પ્યાસિ પપીહને તારે. અદીઠ.
કામનિ કામની તુલ્ય એ ભામની,
જામની કેદી જગાવશે પ્યારે. અદીઠ.
એ દિન કેવો હશે સુખદાયક, જે દિન આવશે સોન ઉતારે. અદીઠ.

૩૭

આ શું બોલે એલી છોકરી અજાણ, વધારે ના વદિશ નહીંરે.
તારા બોલ મને લાગે તીખા બાણ, વધારે ના વદિશ નહીંરે.
જેવી છું તેવી જણાય છે જરૂર, વધારે ના વદિશ નહીંરે.
કાળાં કરમની કરનારી કૂર, વધારે ના વદિશ નહીંરે.
મને લાગી છે અંતરમાંહી લાય વધારે ના વદિશ નહીંરે.
તારૂં મુખ મને લાગે દુ:ખદાય, વધારે ના વદિશ નહીંરે.

હવે બોલી જો જે રાખ્યા વિના સૂતં, વધારે ના વહિશ નહીંરે
તોડું તાળવેથી જીભ તારી તૂતં, વધારે ના વહિશ નહીંરે.

૩૮

જોઇ જોઇ તારી શિરોમણી સોન, વિવેક તો વંચાશે હવેરે.
કહે ડેણને મોઢે તે ડેણ કોણ, વિવેક તો વંચાશે હવેરે.
ભણી ગઇ પણ ગણી નથી લેશ, વિવેક તો વંચાશે હવેરે.
આવી પરણવા આલી પરદેશ, વિવેક તો વંચાશે હવેરે.
કરી જાણે નહીં ગુણ તણું મૂલ, વિવેક તો વંચાશે હવેરે.
ગણે મુરખ ગુણીને સમ તૂલ, વિવેક તો વંચાશે હવેરે.
પતિવ્રતા મટી શીર લેશે પાપ, વિવેક તો વંચાશે હવેરે.
થાશે ધણી જે છે ધરમનો બાપ, વિવેક તો વંચાશે હવેરે.

૩૯

બાધી મૂઠી લાખ લે, ઉઘાડી વા ખાય;
હલાગણ દુહા પારખે, સોન શિયાને જાય.

૪૦

નથી મૂજને સખી આ સહુ ગમતું
વિવિધ વિચારમાં મુજ મન ભમતું. ટેક.
ચંદન ચીત ચલિત કરે છે
અત્તર અગ્ની બની તન દમતું. નથી.
સેવતિ વારી હરે સુખ સઘળું
પુષ્પ શૃંગેથી નથી દુઃખ સમતું. નથી.
સુખ ઉપચારથી શાંત નથી મન
વિતરક વારીધિમાં રહે રમતું. નથી.

૪૧

બાઇ મને બાની વઢી, નદીયે' ભરતાં નીર;
એક વચનને કારણે, સોસાયું મારૂં શરીર.

૪૨

શું કહું વાત વિસ્તારીને, કહેતાં જીભ કપાય
નિરલજ લોંડીના બોલથી, ઉરે ક્રોધ ન માય. ટેક.
મરજી મુજબ મદ છક વદી, દુષ્ટ વચન અપાર
અબુધ કહ્યાં વળી આપને, માર્યો વચનનો માર. શું કહું
સમસ્યા પૂરણ કરે જે ધણી, તેને જાણે છે કોણ
વણ સમજુ વર થાય છે, નથી વાતમાં મોણ. શું કહું.
સોન શિવા ઘરમાં જશે, જે છે બાપને તુલ્ય
ખોશે લલામણ હીરલો, ભય આપશે ભૂલ. શું કહું.

૪૩

ધિ:ક ધિ:ક તને નિમકહરામ, બતાવિશમાં મુખ મનેરે.
કર્યું વિશ્વાસઘાતી તેં બુરૂં કામ, બતાવિશમાં મુખ મનેરે.
લલચાણો દુષ્ટ લક્ષ્મીને કાજ, બતાવિશમાં મુખ મનેરે.
થઇ કલંકિત વિદ્યા તારી આજ, બતાવિશમાં મુખ મનેરે.
આવું આચરતાં ભયકારી કર્મ, બતાવિશમાં મુખ મનેરે.
નીચ નાની જરી કેમ તને શર્મ, બતાવિશમાં મુખ મનેરે.
પાપી પતિવૃત થાતાં મારૂં ભંગ, બતાવિશમાં મુખ મનેરે.
શું ચડત તને સુયશનો રંગ, બતાવિશમાં મુખ મનેરે.
મુજ સસરો શિયોજી પિતા તુલ્ય, બતાવિશમાં મુખ મનેરે.
તેને પતિ તું કરત દઇ ભૂલ, બતાવિશમાં મુખ મનેરે.

હા હા નીચ તું તો નરકે પડીશ, બતાવીશમાં મુખ મનેરે.
આવાં કાળાં કામ ફરિ ન કરીશ, બતાવિશમાં મુખ મનેરે.

૪૪

સુંડી ભર્યો શણુગાર, મને શિયાનો શોભે નહીં;
હલામણ ભરથાર, શિયો અમારો સાસરો.

૪૫

જા જા દુરાચારી નારી તને કાઢું છું ધિઃકારી
બોલ વચન વિચારી, ખેંચી કાઢું જીભ તારી
નિચાં કૃત્ય કરનારી, લોંડી લાગે અવિચારી. જા જા.
પીતાને બનાવે પતી ખોટું સમજાવીને
સતીની બગાડે મતી ચામઠી ચડાવિને
એ તો પતિ તારો, હલામણ પતિ મારો
મારા પ્રાણ થકી પ્યારો, મેં તો ધણી એનેધાર્યો. જા જા.
નિચ ફંદમાં ફસાવે, ખોટી લાલચ બતાવે
એમ સતિ હાથ ન આવે, રાંડ કોયલા શું ચાવે
એઠ ખાનારી તું એઠી, શિદ ઉતારામાં પેઠી
લઇ પછાડીશ હેઠી, ઉઠ આંહી શિદ બેઠી
તારા વચનથી લાય, લાગી મારા ઉરમાંય
તારૂં મુખ દુઃખદાય, મને લાગે હાય હાય
લુચ્ચી રાંડ વાણી તારી, હવે કાઢજે બિચારી. જા જા.

૪૬

કોઇ ઇલાજ આ ઘડી મુજને મળે નહીં
આ ધર્મ સંકટાબ્ધિ તીર તો જડે નહીં. કોઇ.

પડું હું પાપમાં વિચારૂં વાત દુષ્ટ જો
અપાર કષ્ટ શાહ સુખનો જડે નહીં. કોઇ.
ગણાય પુત્રિ તુલ્ય પુત્ર પત્નિ જેહને
તે દુષ્ટ વાંચ્છના કરે દીસે ડરે નહીં. કોઇ.
હરી હરી હવે અધર્મ આવી ઉલટયો
આ કર્મથી આકાશ કાં તુટી પડે નહીં. કોઇ.

૪૭

પ્રાણ પતિ છો આપ અમારા, હું છું આપની પ્યારી વાલા. ટેક.
સહિશ દુઃખો દાવાનળ શિરપર, નહિં રહું તમથી ન્યારી વાલા. પ્રાણ.
ખબર પડી નહોતી પતિ પહેલે, મૂર્ખ હું માનિનિ જાતિ વાલા
સત્ય અસત્ય નહીં સમજાણું, આજ હવે દુઃખી થાતી વાલા. પ્રાણ.
પંડિત દુષ્ટ પ્રપંચી પુરો, મુજને દુઃખમાં નાખી વાલા
તોપણ પાળિશ પૂર્ણ પતિવ્રત, રાખી ઇશ્વર સાખી વાલા. પ્રાણ.
આ મુજ પત્ર વિલોકી પ્રીતમ, દુઃખથી લેજો તારી વાલા
નહીં તો આ દાસી તન તજશે, કહું છું સત્ય પોકારી વાલા. પ્રાણ.

૪૮

જેવી સોન સુજાણ, તેવો હલામણ હીરલો;
બે તન એકજ પ્રાણ, જુગતે જોડ મળી ભલી.

૪૯

રાજાજી શું બોલો આમજ ઓછું, સારા વાના સરવે થવાનાં રે. ટેક.
આપ પતિ એ પ્યારી તમારી, હળી મળી સુખ પામવાના રે. રાજાજી.
અભય સદા રહેશો અવનીપર, રાક્ષસો થશે સહુ રવાના રે. રાજાજી.
વિવિધ વિલાસે વિતાવશો બહુ દિન,

જાલીમો જળી જળી જવાના રે. રાજાજી.

૫૦

સાંભળજો સાચી વાત નૃપતી શીયાજી
સોનના સંબંધમાંહી નહિ પાકે ભાજી. સાંભળજો.
બોલી મને બહુ સુખ કાટે મન ગમતું
શિયાની શ્યામા બનીને કહે રાંડ રમતું. સાંભળજો.
શિયાના શૃંગાર મને શોભા નહીં આપે
સસરો શિયોજી પિતા તુલ્ય મોટે માપે. સાંભળજો.
મારો તો પતિ છે હલામણ હીતકારી
ભોળવવા આવી ભલી દાવડી નઠારી. સાંભળજો.
માટે છોડી આપો વાત છે કજાત નારી
સમજશો લેશ નહીં સોનને તમારી. સાંભળજો.

૫૧

પ્રબળ બરડેશના પ્યારની પ્રેમદા હોય થાશે હલામણ તણી શું
હજી છું જીવતો મૃતક નહીં માન તું અન્ય જોનાર એના ભણી શું
જીવતા સિંહના મુછના વાળને જોઇશ હું કાઢશે કોણ આવી
સિંહની સુંદરીને અતિ સ્નેહથી શ્યાલ શું રાખશે ઘેર લાવી
અહીના થીરનો મણી વિણ મેનતે કેમ લે કેમ મેંઢક મરેલો
પિતાના પ્યારના પાત્રમાં પ્રેમથી જમે શું પુત્ર પરવશ પડેલો
સોન મુજ સુંદરી સ્વામિ હું એહનો કોણ કામા તણી આશ રાખે
રાખતાં આશ તો રાખ જેવો બને તિખી તલવારનો સ્વાદ ચાખે
ચાલિજા ચાલિજા ચાલિજા ચામઠી નીચ વાણી વદેછે નકામી
નથી હું માનતો વ્યર્થ આ વાતને શંખણી કેમ ઉભી છે સામી

૫૨

નહીં બતાવ નહીં બતાવ આનન તારૂં તેં નામ લજાવ્યું મારૂં
નિરખી નિરખી તુજ કૃત્ય નઠારૂં
લાગે તુજ દરશન ખારૂં. ટેક.
મુજ કુળમાં નીચ થયો તું, શઠ હરામી સંગ રહ્યો તું,
ફૂટ હદેથી હાલ ગયો તું, ઉરમાંય
લાગેછે લાય, થશે દુ:ખદાય, ગતિ તુજ ધારૂં. નહીં બતાવ.
તું મને મારવા ધારે, છટ દુષ્ટ રાજ્યને પ્યારે
કરવી છે શિક્ષા મારે, નહીં આજ
કરૂં એ કાજ, લાગેછે લાજ, નહીં તો મારૂં. નહીં બતાવ.
તું રહ્યો પાટવી પદમાં, શું મુર્ખ ભરાયો મદમાં
જા નહીં રહેજે મુજ હદમાં, જા બાર
કરે શું વાર, કોટી ધિ:કાર, સુખકર ખારૂં. નહીં બતાવ.

૫૩

હું જાઉં સ્વભુમી છોડીને ફરી નહીં આવું આ ઠામ. ટેક.
શિદ ક્રોધ કરો શિદ ક્રોધ કરો કરૂં પલમાં પાણી હરામ. હું જાઉં.
હું પીત્ર ભકત (૨) નહીં વાકય પીતાનું કાપું,
હુકમ કરો તો હર્ષથી મમ પ્રાણ નિકાલી આપું;
તજી સ્વર્ગ સુખ (૨) નહીં પડું નરકને ધામ. હું જાઉં.
ગણું વેદ વાકય (૨) પીતુ વચન આપનાં સર્વ,
વિચરૂં જ્યાં વાણી વળે ત્યાં નિશદિન ત્યાગી ગર્વ
કરી પીત્ર ઘાત (૨) નહીં કરૂં કલંકિત નામ. હું જાઉં.
નહીં લેશ માત્ર (૨) હું ગણું આપનો દોષ

હોય સહુ તકદીરનો નહીં કરૂં વ્યર્થ અફસોસ
સૌ રહો સુખી (૨) હું દુખિયો છોડું ગામ. હું જાઉં.

૫૪

વિદેશ વાટ જાઉં છું આ વાર ધુમલી
પીડે વિયોગ તાહરો અપાર ધુમલી
છું દુષ્ટ દેશ હીત મુજથી નથી બન્યું
કરૂં છું ભુમી ત્યાગ લઇ ધિ:કાર ધુમલી. વિદેશ.
પ્રાણ પ્યારી મારી સોન સોંપુંછું તુંને
તું રાખજે કરી હૈયાનો હાર ધુમલી. વિદેશ.
અપાર દોશ માહરા ન ઉર ધારજે
કરૂંછું વારવાર નમસ્કાર ધુમલી. વિદેશ.

૫૫

એ-એ-એ-એ-દાસી, ઝટ જા, વિલંબ વિસાર
ત્યાગ આગ તન મનની સરવે, ભાવી પ્રબલ વિચારી. એ-દા.
પડે કદી આ ખબર પ્રિયાને પ્રાણ પલકમાં ત્યાગ કરે
તો તન, મન, ધન ધુળજ જોઉં, ખોઉં સુખ ભાજન
મમ પ્યારી નારી. એ-દા.

૫૬

અરે મહારાજ આ વચન તમારૂં, કરે જીવિત ધૂળ અમારૂં. અરે.
આ દુ:ખમાં નાખીને અમને, ચાલ્યા ચંચળ આપ વિદેશ
પ્રાણ પ્રિયા સતી સોન તમારી, બેઠી છે બાળે વેશ
કલેજું ભેદી નાખે છે મારૂં. કરે જીવિત. અરે.
આપ વિના નથી આંહી અમોને, અન્ય તણો એક આધાર

કારાગ્રહમાં કેદ કરી કાં મારો વચન કુઠાર
હાય સહુ રાજ્ય સુખ થયું ખારૂં. કરે જીવિત. અરે.
જીવિતનું ફળ જે માને છે નૌતમ તમને નિત્ય નરેશ
એકલિ મુકો એ અબળાને નાવે દયા કાં લેશ
ક્લેશમાં શેશ રહ્યું શું વારૂ. કરે જીવિત. અરે.

૫૭

પ્યારીને કહેજે તું પ્રણામ તું પ્રણામ તું પ્રણામ રે,
જાઉં છું છોડી હું તો ગામ. ટેક.
પ્રેમનું પાણી હજુ પાયું ન પીધું ત્યાં તો
ગામનું પાણી છે હરામ છે હરામ છે હરામ રે. પ્યારીને.
પ્રીતની રીત નથી આચરી એકે મેં તો
કરમે કર્યું ત્યાં કુડું કામ (૩) રે. પ્યારીને.
નિમિત હશે તો મળશું ફરીને સહુ
આ ઘડીયે તો રામ રામ (૩) રે. પ્યારીને.

૫૮

દેશવટો દરાર, સાચો દીધો શિયે જેઠવે
જઇને ભણજે જુહાર, હાએ ગયો હલામણો.

૫૯

દે જે આ મુજ પત્ર પ્યારથી, પ્રેમલતા પ્રમદાને,
અભાગિ હું આ વખતે જાઉં, મુકી મદાલશાને;
રૂતુધ્વજ પેઠે જ્યાં ત્યાંહી, રખડીશ એકલો વનમાંહી.

૬૦

દાઝ દાઝ વાળું દાઝ મારા અંતરની આજ

ઘુંટાવવા એની લાજ ઉભા કર્યા છે ઇલાજ. ટેક.
સતીપણું તમામ, મુકાવું હું મુદામ
હું આ વાર, કરૂં નાર, શિયાની જોતાં સંસાર. દાઝ.
લીધી આબરૂ, બોલાવિ રૂબરૂ
વારવાર ધારી ખાર, આપ્યા છે મને ધિઃકાર દાઝ.
નહીં ભુલું જરી, મુજ માથે જે કરી
છે ધિઃકાર મુજ અવતાર, ન બનાવું લાચાર. દાઝ.

૬૧

પટરાણી તો થાશે પાડી, બીજી તુજ મા બેનો,
પીતા શિયોજી મારી સોનનો કહે વર કહે છે કનો;
પ્રભુજી કરશે પટરાણી હલામણ વરશે મુદ આણી.

૬૨

વરાવું વરાવું વરાવું હું, તારી સોનને શિયાજી સંગ વરાવું હું.
સતિપણાનો સર્વે ફાંકો, કોડ વાતે રદ એનો કરાવું હું. તારી.
ઢોંગ ભરેલા ધર્મો એના, ધારિ ધારિ ધુળમાંહિં ધરાવું હું. તારી.
હામ હલામણને વરવાની, હણી હણી હૃદયથી હરાવું હું. તારી.

૬૩

ધિઃક્-ધિઃક તુજ જીવતરને, મરિજા, ટળિજા, બળિજા
પાપી તારૂં મુખ ઢાંક, નષ્ટ તું છે નાપાક
કપાવ્યાં સહુનાં નાક. ધિઃક તુજ.
વિદ્યા ભણી બન્યો ભયકારી નિમકહરામી નીચરે
થાશે શ્રાપ સતીનો તુજને,
દુઃખિયો બનિને દુષ્ટ, કાયમ વેઠીશ કષ્ટ

વ્યાધિતણી થાશે વૃષ્ટ, ભયમાં ભમીશ ભ્રષ્ટ
નિત્ય તેજ થાશે નષ્ટ, દેખિશ નહીં તું દ્રષ્ટ
તુજ કુળ થાશે નષ્ટ, ખળ તું પડીશ ખષ્ટ. ધિ:ક તુજ.

૬૪

બાહેર આવો આપ બાઇ (૨) આપણાં ઉરમાં આ ઘડી ઘશે
પ્રબળ કર્યો પરિતાપ બાઇ. બાહેર.
નૃપતી ગયા વનમાં મુદ મોડી પ્રીતી પાસ પલકમાં તોડી
આપણને આ દુઃખમાં છોડી શીરપર મૂક્યો કાપ બાઇ. બાહેર.

૬૫

સખી મારીરે દુઃખદ ખબર શા લાવી,
મુજ સુખ દીધું સળગાવી;
અતિ કારીરે ઘાવ કર્યો ઉર આવી,
તકદીરે મને તો તાવી. ટેક.
હવે કેમ રહેવાશે આહીંરે,
આ કારાગ્રહની માંહીંરે;
મુજ ઉરમાં લાગે લાહીરે,
સહેવાશેરે કેમ હવે સ્થિતી આવી. મુજ.
નૃપતીનુંરે મુખડું જોવા સારૂ,
મન તલપી રહ્યું હતું મારૂં;
વિપતીનુંરે નામ થયું નહીં ન્યારૂં,
મુજ જીવિત બન્યું દુખીઆરૂં. મુજ.
હતી આશ સખી ઉર મારેરે,
સુખ માણશું પ્રાણથી પ્યારેરે;

ત્યાં આવીયું દુઃખ અણુધારેરે,
છળ કરીનેરે છેલ ગયોજ સતાવી. મુજ.

૬૬

ઉતારો અંગાર, મને લાગે જાતાં જેઠવો;
મારી ઉરમાં માર, કયાં હાલ્યો ગયો હલામણો.

૬૭

આ પત્ર વાંચીને પ્યારી, મન દ્રઢ કરજે ધ્રતી ધારી. ટેક.
આ વખત આપણા માથે, નાખ્યું દુઃખ ત્રિભુવન નાથે
તે ભોગવવું ભય ટાળી. મન દ્રઢ.
હું છું સહુથી દુરભાગી, જાઉં તારૂણી તુજને ત્યાગી
છે નિરૂપાય મતી મારી. મન દ્રઢ.
શું દઉં શિખામણ તુજને, છે પૂર્ણ ભરોસો મુજને
રહેજે તુજ ધર્મ સંભાળી. મન દ્રઢ.
જો મિલાવશે જગસ્વામી, તો ફરી મળશું દુઃખ વામી
આ ઘડિ તો જાઉં સુખ હારી. મન દ્રઢ.

૬૮

હલામણને હોઠે, પરોવેલ પરવાળાં
જે દી નવરો દીનોનાથ, તે દી હરખે ઘડયો હલામણો.

૬૯

દુરભાગી હું દારા પ્યારા તમથી રહી સદા દુરે,
ઉત્તમ વખત ન આવ્યો દિન દિન દુઃખણી કરી કરમ ક્રુરે.

૭૦

આ શું બોલો અંતર ખોલો તોલો વાત વિચારો કામ

ફજેત થાશો કુર કહેવાશો નાહક નામ થશે બદનામ
પૂત્ર પ્રિયાને પત્નિ કરવા ચાહો છો આ શું ઉતપાત
નભ તૂટી પડશે પાતાળે પલમાં જાશે ધરણી માત
મયંકશા કુળે કલંક લાગશે હું રંક વિનવું અપાર શત્રુ જાગશે
અધર્મી જો થશો તો નર્કમાં જશો
સહુ સુખ વામશો હારી હામ ઉરની તમામ. આ શુ.

૭૧

કરે આ શી વાત ગુલામની જાત
કરીશ તારી ઘાત તું વિચાર રે વિચાર.
શું છે તારૂં કામ જાણીલે મુદામ
પામીશ ધન ધામ તું વિચાર રે વિચાર.
જાણે રાજ રીત વીવા તેનાં ગીત
પવન સામી પીઠ તું વિચાર રે વિચાર.
હોયે ગુણવાન તે જાણે વિધાન
લાગે છે નાદાન તું વિચાર રે વિચાર.

૭૨

હા હા તાત આ શો કરો ઉતપાત, ધરમ ઉરમાંહીં ધરો રે.
કેમ કુબુદ્ધિએ ઘેરી લીધું ગાત્ર, પ્રભુથી દિલમાંહીં ડરો રે.
પત્નિ પુત્રીને કહોમાં પ્રતિપાલ, ધરમ ઉરમાંહીં ધરો રે.
નભ તુટી જાશે ધરા રસાતાલ, પ્રભુથી દિલમાંહીં ડરો રે.
આ છે અનીતિ ભરેલું કુડું કામ, ધરમ ઉરમાંહીં ધરો રે.
થાશે કલંકિત જેઠવાનું નામ, પ્રભુથી દિલમાંહીં ડરો રે.

કુંભીપાક પડવાને થશો પાત્ર, ધરમ ઉરમાંહીં ધરો રે.
કહેવાશો કાળાં કૃત્યથી કુપાત્ર, પ્રભુથી દિલમાંહીં ડરો રે.

૭૩

ગતી છે કર્મની ન્યારી, મતી પહોંચે નહીં મારી. ટેક.
આ જંગલમાં એક દીન, કરતો સુખે શિકાર
એ જંગલમાં એકલો, ઉભો હું આ વાર
સ્થિતિ લાચાર છે મારી, બહુ છે ઉર બીમારી. ગતી છે.
હરોજ આ હાબા પરે, મનડું કરતું મોજ
એ હાબો અવરેખતાં, દાબે દુઃખનો બોજ
ઉઠાવી શીર નાદારી, જનમ ભૂમી કરૂં ખારી. ગતી છે.
કીસમત બદલે સહુ બદલ્યું, બદલ્યું જગત તમામ
રહી બદલવી મમ રતી, રહ્યા બદલવા રામ
ન બદલે સોન જો પ્યારી, તો સુધરે જીંદગી મારી. ગતી છે.

૭૪

વાંચિને પત્ર પતી મારા, થઇ છે દુઃખણી તમ દારા
નારિને તજી થયા ન્યારા, પિતાનું વચન પાળી પ્યારા. ટેક.
આપ વિનાં હું આ અવનિમાં, અન્ય ગણું પિતુ ભ્રાત
હું પત્નિ પતી આપ મહારા, સત્ય કહું છું વાત
રાત દિન રટિશ ધરી માળા, નામની રાજવિ રઢીઆળા. વાંચિને.
જ્યાં લગી જોઇશ નહીં તમ મુખને, ત્યાં લગી સુખ હરામ
પૂરણ દુઃખ પામિશ, પણ બાપનું નહીં બોળાવું નામ
હામથી કહું શ્યામ મારા, રહિશ આરામ કરી ન્યારા. વાંચિને.
લાજ ઉપરે ગાજ પડયાનું, જો મુજ થાશે જાણ

જાણુ થતાં વેંતજ હું મારા, પરહરવાની પ્રાણુ
પ્રાણુ ગણી પૂર્વ ભવેં પ્યારા, જાળવિશ જીવન આધારા. વાંચિને.

૭૫

ક્યાં મુજને મૂકીને જાઓ, બાપુ નમેરા કાં બહુ થાઓ
કીંકરીનો કર કાં નહીં સાઓ જેમ નિભાવી તેમ નિભાવો
જેમ નિભાવી તેમ નિભાવો. ક્યાં મુજને.
આપ વિના કહો કોણુ છે મારૂં
કોને આધારે દીન ગુજારૂં
નિરખી હું કોને નયનો ઠારૂં
એથી હુ સાથે આવવા ધારૂં
સેવન સાચું કરીશ તમારૂં
સેવન સાચું કરીશ તમારૂં. ક્યાં મુજને.

૭૬

રાધા મારી રાંકડી ના ગભરા, (૨) વહાલી વખત જો આ
સમય સમજી જા, જા-જા-જા-જા. રાધા.
તારા વિના ચિત ચેન, નહીં પડે દિન રેન
પુરણુ ધારિ મેં પ્રેમ ઉછેરી છે તને બેન
શાણી તું સમજુ થા, જા-જા-જા-જા. રાધા.
તુજ પવિત્ર આ પ્યાર, ઉર કરે આજાર
શું કરૂં હું આ વાર, ચાલે નહીં લગાર
બાવરી નહીં થા બા, જા-જા-જા-જા. રાધા.

૭૭

બેઠો બગાધાર, જાણ્યું તેડાં આવશે
દેશવટો દરાર, સાચો દીધો શિયે જેઠવે.

૭૮

મૂરખ મત હો પામર પ્રાણી, ધર્મ બાતકોં ઉર ધરલે;
સંગત કરકે સંત મહંતકી, જાલિમ જગ જલધિ તરલે.
ખાનેકી ખાતર ખૂબીસેં, કઠીન કમાઇ કુછ કરલે ;
નફ્ફા બડાહે ઉસ નગરીમેં, સોદા કરનેકોં જરલે.
યે જગ હે જાદુકા તુકડા, હુવા ન કિસકા હોગા નહીં;
મારે જાઓગે મતલબસેં, જો ભય પાય ભગોગા નહીં.
અંત બખતમેં અતિ સોચોંગે, દાન જો કરસેં દોગા નહીં;
લાખ બેર લલચોંગે લાલા, દોગા નહીં તો લોગા નહીં.
અપને દેખત એ દુનીઆસેં, બિદા હો ગયે બડે અમીર;
નહીં રહેનેકા નામ ધર્યા સો, ફના હો ગયે શાહ ફકીર.
યેહી બિચાર અંતરમેં કરકેં, માર નિરંતર મનકા માન;
બદનામીકા તોક તોડકે, બહુનામીકા ધરલે ધ્યાન.

૭૯

કુંવર તુમ રે સુખસેં પરદેશ સિધાઓ. ટેક.
સબ બિઘ્ન બિલેશ્વર હરહે
કરૂના તુમરે પર કરહે, ધરહુ દ્રઢ મનરે. સુખસેં.
દુ:ખસેં દિલ ડરનાં નહીં, દેગા સુખ સરવેશ
કાટેગા કરૂનાલુ હર, કઠીન તુમારે કલેશ
યહ ખચીત ચીતમહીં ધરકે, શંકરકું સત્ય સમરકે
હરખ ધરી મનરે. સુખસેં.
જાઓ પાઓ પરમ સુખ, નોતમ નિત્ય નરેશ
આશિશ શિર ઉઠાયકે, બહાદુર જાઓ બિદેશ
કહતહે હમ રે સુખસેં.

८०

મુજ જન્મ ભૂમિનો વિયોગી હું થયો હવે
સુખી મનુષ્ય વર્ગમાંથી હું ગયો હવે. ટેક.
તજી પ્રિયા પવિત્ર મિત્ર વર્ગ મેં તજયો
તજ્યું તમામ રાજ્ય ભ્રષ્ટ હું રહ્યો હવે. મુજ.
ક્યાં રહ્યો સ્વદેશ મારો પ્યારો પ્રાણુથી
જરૂર દુર ક્રુર તેથી આવીયો હવે. મુજ.

૮૧

ગઇ રાત્રી અંધારી, રાત્રી અંધારી વિતાવી ખ્વારી. ટેક.
કરમ પ્રભા પ્રગટી નહીં મારી, નભે જ્યોતિ પ્રસારી (૨)
વિતાવી ખ્વારી. ગઇ.
પિડિત પ્રવાસીઓ પ્રાણુ પ્રીયામાં
ગયા ગુંથાઇ ભારી (૨) વિતાવિ ખ્વારી. ગઇ.
રથાસત રાજને યુવતિ રતીસી
હાય આવ્યો હું હારી (૨) વિતાવિ ખ્વારી. ગઇ.
સતિ વિના મતી નહીં રતિ સુખ માને
અતિ ઉરમાં આજારી (૨) વિતાવિ ખ્વારી. ગઇ.

૮૨

હલામણુ હતાં, કાતળીએ કપાતી નૈ;
જેઠવો જાતાં, વન વન વિખાંણો વાંહડા.

૮૩

બરડાની બરી બથ, લઇ આંગણુ રોપાવું;
દેહાઇ દીઠે, વિધન હરૂં હું વાંહનાં.

૮૪

વાલા વિજોગી વાંહ, આંહીં શીયે અવગણે આવીયો;
ભણુને મારી ભોમના, મને સંદેશો કાંઇ સોનનો.

૮૫

કાપ્યો લઇ કબાડીયે, ઝીંકયો ઝરની માંય
લોઢે લેવાણો, તેથી શુદ્ધ નહીં રહી હોય સોનની.

૮૬

મડે પલા મરી વિયારે (૨)
હેકડો અચેનાં સાંજે હાથ અલા. ટેક.
ઓ, ત્રે વડા જુડે તો ખરાયાં ફકીર ખાસાં
હેકડો જુડે તો હલ્યા જાઇ અલા. મડે પલા.
નીંગરાજી નાની હણે, કુરો ખેંદિ વાની ધરે
માની મીડેનાં વીઠી છાની વલા. મડે પલા.
સાજો ધર ભર્યો અસાંજો ભુખજે ભડાકે ભારી
ભેણુ નિંગરીકે ખણીકિત આઈ હલ્યાં. મડે પલા.
નાંઢાં નાંઢાં સોનૈયાજો સારણો ધઉંજી માની
ખેંણુકે ખુદાડે કઢી ભૂખજી બલા. મડે પલા.

૮૭

જાલીડા નાખને જાળ, મીઠા મેરામણ મઝેં
કરમ છે કપાળ, કે બોંતેરસેં બરડે રલાં.

૮૮

જાલીડા નાખને જાળ, તારા નમતની નોંધીને
આવે શંખલા ને સેવાળ, કાં માછલીયું ટોળે મળે.

૮૯

: વાવા વિતની છે કેવી વડાઇ જેમાં જગત ગયું જડાઇ. ટેક.
ં ત મહંતનાં ચીત ચળાવે ભડની ભુલાવે ભડાઇ. રે વાવા.
નગની તણા ઘર ઉપરે ભ્રાતની ચાહી કરાવે ચડાઇ. રે વાવા.
ત્ર પિતાને ચેલા ગુરૂને લાખો લડાવે લડાઇ. રે વાવા.
ાગથી એહના ભોગી બને ભવ્ય મુરખ પણ મરડાઇ. રે વાવા.

૯૦

જમીન જોરૂ ને જરના ઝગડા જગમાં ઝાઝા જોઇ
એ ઉપાધિથી આ અવનીમાં બચ્યો ન ભાળું કોઇ
બચેલો સાચો સંત ગણાય જગમાં જીવન મોક્ષ જણાય.

૯૧

કાજો ઘોડો કાટવો, ભમર ભાલું હાથ
બાઇ આપણી બજારમાં, જોઇ જેઠવાની મેં જાત
આંગળીએ ચોગઠ વળે, નહીં વેઢો કે વળ
બાઇ આપણી બજારમાં, મેં દીઠો માધવો નળ.

૯૨

આવ્યા આવ્યા આવ્યારે કોડિલા કુંવરજી આવ્યા. ટેક.
ખેદિત વદન ખચીત જણાય છે, જાણે ચિતેં ચમકાવ્યારે કોડિલા.
ોનપણું દેખાય છે દિલપર, દોખિયે જાણે દુઃખાવ્યારે કોડિલા.
ઉત્તમ ખબર આ સત્ય અનુના, મનના કલેશ મુકાવ્યારે. કોડિલા.

૯૩

આ દીન અનુપમ લાગે, (૨) ભલે આવ્યા ભાઇ આપ. ટેક.
આનંદ ઉરમાં અમને, અવરેખી આવે તમને

અંતર પામ્યા આરામ, સાંભળતાં આપનું નામ
થયું હર્ષીત અંગ તમામ, આશીશ દૈ અમાપ. ભલે.
પ્રતિદીન પીડા વામો, ઉરનું ઇચ્છીત પામો
જબરા સુખસરમાં જામો, અતિ ઉત્તમ લ્યો આરામો
કરો કૂળ પ્રકાશક કામો, પ્રભુ હરશે પરીતાપ. ભલે.

૯૪

સુખની સજ્યા નોય, સજ્યાએ સુવાય ને
હલામણને હોય, સોન વિજોગે સાથરો.

૯૫

રતી ન માને કેણુ માહેરૂં અંતરની ઉંડી યૂવતી
લાલચમાંહીં લેશ પડેનાં વૃથા રહી વેઠે વિપત્તિ
બાળે વેશ બડી ટેકીલી છેક કરી જગ ટેક છતી
એકજ વાત કરે છે ઉંહું પ્યારી કહે મૂજને ન પતી
સમજાવા જાયે જે શાણાં એને શિક્ષા દે ઉલટી
બદનામે બોલાવે મૂજને તાત કહી ઉતપાત અતી
કામણ જાણે કેવું કર્યું છે વસ્યો હલામણ હૃદયામાં
રાત દિવસ બેઠીં રંગીલી રટણ કરે છે રૂદયમાં
રીસ કરી ઉઠે છે રમણી મૂજને જોતાંવેંત મહા
આળેખાઇ એ છબિ અંતર એક ઘડી અળગી ન અહા
કેમ કરૂં કેવી રીતે હું સમજાવું એ શ્યામાને
મહનોત્સવમાં મારી કરીને ક્યારે રમાડું રામાને.

૯૬

સબળ શત્રુ શિર ઉપર આવ્યો બેઠા કેમ તમેં બહાદૂર

બરડાઇને બેહદ મારે કરડા સિંધી શૂરા ક્રુર. ટેક.
આખા પૂરમાં પોકાર હાહાકારનો થયો છે (૨)
આવણી ઉરેખી જીત વિશ્વાસ ગયો છે
બાકી છેવટનો ગામ કિલ્લો તુટવો રહ્યો છે. આખા. સમળ.

૯૭

શું નાહારીની વાત કરો અંતરમાંહી ઉતપાત કરો
ઘેરી શત્રુની ઘાત કરો લાતોની સાથે વાત કરો. શું.
તૈયાર કરો તાજા શૂરા શત્રુને સઘ પડે પૂરા
ખાંતેથી ઘો ખાસા ઘોડા ચડિ શત્રુના કરશે ચૂરા
મારી દુશ્મનનો દાટ કરો હથિયાર સહુનાં હાથ કરો. શું.

૯૮

મૃગનયનીને મળવા માટે મન ઉત્સુક છે મારૂં
સમજાવું 'શે' આપીને હું સમજે તો ઘણું સારૂં
મારૂં જીવિત સફળ થાયે જો ચતુરાં મુજને ચ્હાયે

૯૯

નજર કરો દીનાનાથ મુજપર નજર કરો દીનાનાથ
કષ્ટ ભરણુ કારાગ્રહમાંહી અબળા પડી છું અનાથ. મુજ.
પીડા પામું પાળી પતિવ્રત શ્રી હરી કરજો સનાથ. મુજ.
દુઃખ સહુ કાપો શુભ સુખ આપો કહું છું જોડી હાથ. મુજ.

૧૦૦

માર માર પાપી મુજને તું માર (૨)
તારી તીખી તલવાર, મારા શિશ માથે ધાર
મારી કર પેલે પાર, આવા દુઃખથી આ વાર

તને સમ છે હજાર, ઉભો કરે છે અધમ શું વિચાર.(૨)માર.
મારા પ્યારા પતિ તણો શુદ્ધ પ્યાર
કરૂં અંતરથી આપો ન લગાર
છોને કષ્ટ પામતી કાયા અપાર
ક્રૂર કાં કરે છે વાર, તારા શુરને ધિઃકાર
બળ્યો તારો અવતાર, બન્યો કુળમાં અંગાર
પુત્ર પતિ માથે પ્યાર, હા ગણાય હાહાકાર
નિચ કહેમાં તનુજાને તું નાર. (૨) માર.

૧૦૧

ઉર પામે છે પરિતાપ વચન તુજ સાંભળીરે. ટેક.
મારૂં એ થાયે છે મનમાં, સ્ત્રી હત્યાથી ત્રાસું તનમાં
હારીશ અંતે જીવ હડીલી, તું ખરીરે. ઉર.
સદ્ગુણ તારો કેમ છુપાણો, ઉર બાંધ્યો પ્રીનાનો પાણો
વરતે નહીં વામા કાં વખત અનુસરીરે. ઉર.
હાલ હલામણ છે કયાં આંહીં કેનું રહી છે તું પણ પ્રાહી
વણ મોતે મરવાને પંથે શું પડીરે. ઉર.
આ ટાણે જાણી તજી તુજને ઘેર્યાં છે શત્રુએ મુજને
પણ ફળ હું આપીશ તુજને આવી ફરીરે. ઉર.

૧૦૨

વિભુ મુજ વારે ચડજો અબળ ગણી વિભુ મુજ વારે ચડજો
પુત્ર પતિવૃતા પીડિત વિલોકી, દાવાનળ દુઃખ દળજો. અબળ.
ડૂબી મરૂં છું મહા દુઃખ દરીએ કરૂણાળુ કર ધરજો. અબળ.
કોઇ ન બેલી હું છું અકેલી, કૃષ્ણ કરૂણા કરજો. અબળ.

૧૦૩

હલામણુની હડતાલ, આ ઘડીયે ઉઘડે નૈ;
તાળાં કુંચી કમાડ, જડયાં રાખ્યાં તેં જેઠવા.

૧૦૪

હાબા ડુંગર હેઠ, હલામણુ હિચોળ્યો નૈ;
અવઢું રહી અનેક, મને જેઠવો જોયાની.

૧૦૫

ધિઃકાર ઘણા ધિઃકાર છે જાલિમ આ મારા જીવતરને
કષ્ટનું કારણુ થઇ નરવરને દુઃખ સહેતા પરદેશ સિધાવ્યા
કોટી મને ધિઃકાર છે. ધિઃકાર.
મન ભાવનને મેં સુખ ન આપ્યું આગળનું ઉલટું સુખ કાપ્યું
તન મન ધનથી બહુજ તપાવ્યા કોટી મને ધિઃકાર છે. ધિઃકાર.

૧૦૬

પ્યારાની પ્યાર ભૂમિ તુજને હું ત્યાગુંછું
કામીને ક્રૂર કર્મે ભય પામી ભાગુંછું. પ્યારાની.
ભૂલીછું ભાન સારી લથડેલી લાગુંછું
જાણું નાં કાંઇ બાઇ સુતી કે જાગુંછું. પ્યારાની.
તારા તે નાથ મારા તુજ પ્રીતેં પાગુંછું
છોડી જાતાં છબીલી દુઃખને હું દાગુંછું. પ્યારાની.
તુજ સંગે પૂર્ણ રંગે રમવાને રાગુંછું
ઊમંગે નાથ સંગે મળવાનું માગુંછું. પ્યારાની.

૧૦૭

હાબાની હદમાંય મેં વાલી વસ્તુ વિસારીઉં;
એક હયાનો હાર બીજો હલામણુ હીરલો.

૧૦૮

લાંબા પહેરે ઘાઘરા, પેટે ડમરીઉં
વારૂં સોનના ઊપરે, લઇ સોળસે સુમરીઉં.

૧૦૯

પડે ન મુજને ચેન, ચેનરે પ્યારી પાખે પડે ન મુજને ચેન
પરાધીન હું પલપલ તલપું, પ્રિયા વિના દિન રેન
સુખ ઉપચાર વિમુખ આ ટાણે, બને મને.દુઃખ દેન. દેન રે. પ્યારી.
દશે દિશામાં દુઃખ દુઃખ દેખું, જોઊં જ્યાં ભરી નેન
હું દુરભાગી દુઃખનો પ્રાણી, અધિક સતાવે મેન. મેન રે. પ્યારી.

૧૧૦

ક્યાં રહી સોન સુભાગી, હું દુરભાગી ક્યાં સહુ દુઃખ ભારા
વિયોગ એ વહાલીનો, સહન થશે નહીં જશે પ્રાણ મારા.

૧૧૧

નહીં બચું જરૂર હું હવે હરી હરી
ડસ્યો આ દુષ્ટ સર્પ મૂજને હરી હરી. ટેક.
પ્રિયા તણા વિયોગમાં હું જાઊં છું મરી
મુરાદ પાર ના મળ્યો મને હરી હરી. નહીં.
અપાર દુઃખમાં પડી છે પ્યારી માહરી
વિશેષ દુઃખણી થશે હવે હરી હરી. નહીં.
દુઃખી થયો હું દુષ્ટ પ્યારીને દુઃખી કરી
થૈ ભ્રષ્ટ સ્વર્ગ મૃત્યુથી મરૂં હરી હરી. નહીં.

૧૧૨

વળજે સોન સુજાણ, હું સુતો છેલે સાથરે
પામી નથી તું પ્રાણ, અધ ઘડીએ આરામની.

૧૧૩

હાય લગન અગન, વિધન રૂપ ઉરમહીં ઉતારીરે
જરી પડે ન ચેન રેન, દીન દુઃખ ભારીરે
નાખે મારીરે. હાય લગન.
રૂધિર માંસ તણો ન અંશ, પીંડમાંહી પ્યારીરે
નાખ્યાં બાળીરે. હાય લગન.
વધતી જાય છે વિશેષ, વિવિધ પીતાં વારીરે
તૃષા મારીરે. હાય લગન.

૧૧૪

ચિંતા ચપળતા વ્યાકુળતા ને વિરહ શૂર સરસાઇ
નિસિવાસર મુજ સાથે રહે છે કયાં છું એકલી બાઇ
જા ચિત્ત ચિંતા ત્યાગી તું વિયોગણી વનમાં બેઠી છું.

૧૧૫

હલામલ હિલોળ, હવે દઃખના દરીઆ છલ્યા
અમાણી પાંજરકી પરોળ, વિસ વસી વેણુંના ધણી.

૧૧૬

અહો અવિનાશી દાસી આપની દુઃખી
પતીથી મેળાવી કયારે કરશો સુખી.
પામી છું અપાર કષ્ટ પૂર્ણું આયડી
અવરેખી નથી મેં આનંદની ઘડી.
જોયું નથી શૃંગારનું સુખ દ્રષ્ટથી
તનને તપાવ્યું છે વિયોગ કષ્ટથી.
પાપીણી હું પ્રેમદા અનાથ એકલી
માત ધરા તાત વિણુ આપને ભળી.

૧૧૭

જૂલમ આ શો જગતપતી કરીયો
રેલાવ્યો શું મુજ શીર દુઃખ દરીયો. ટેક.
દયા કેમ નાવી તને મારી
નિરાધાર જોઇ દુઃખી નારી
પીડિત તણી પેર શું વીસારી. જુલમ.
મહા દુઃખ વેઠતી સુખ લેવા
પ્રીતમને પ્યારનું સુખ દેવા
હવે મુજ હાલ થશે કેવા. જુલમ.
નથી મુજ બેલી હવે કોઇ
મરિશ મહા રાનમાં હું રોઇ
લીયો પ્રાણ રહેમ દ્રગે જોઇ. જુલમ.

૧૧૮

અણુઘટતું કરી આમ, જાવું નોતું જેઠવા;
નારીનું ધરી નામ, તજવી નોતી તારૂણી.

૧૧૯

અરર હાય ઓ પ્રાણના પતી દુઃખિણિ શું કરી મૂજને અતી;
હ્રદયનું સહૂ હેત હારિને પરહરી પ્રભુ કેમ પ્યારીને.
મળિ ન હું હજી આપને કદી નથિ વિરોધનું વાક્ય હું વદી;
વિણુ ગુને ઉરેં રીસ ધારીને પરહરી પ્રભુ કેમ પ્યારીને.
અવગુણે ભરી છું હું સુંદરી મુજ ક્ષમા કરો વાંક ઓ હરી;
અબળને અતી માર મારિને પરહરી પ્રભુ કેમ પ્યારીને.
પ્રીતમને મળી સુખ ચાખશું ઉર વિષાદને દુર નાંખશું;
અરર એ સહુ આશ બાળિને પરહરી પ્રભુ કેમ પ્યારીને.

૧૨૦

અહોનિશ આનંદ હુકે બઢે વૃંદ, છાવે ચિદાનંદ સંતોષકો;
સદા સુખકે કંદ ફેડે સબેં ફંદ, છોડે સબે છંદ રૂ રોશકો.
ગયે દુઃખહારી ભયે સુખભારી, બિદારી બડી જાલ સંસારકી;
મનોવૃતિ મારી કુમતી બિસારી, સુમતી બિસારી નિરાકારકી.
નહીં પુન્ય ઓ પાપના લેશ સંતાપ, ના ત્રિવિધિ તાપ જી પાતેહે;
નહીં ચિત્ત ચીંતા નહીં શત્રૂમીંતા, નહીં માત પીતા નહીં ભ્રાતહે.
નહીં લાભ હાની મિટયો ઉર માની, સબેં બસ્તુ ફાની પ્રથા દેહ હે;
ભયે તત્વ ગ્યાની બડે ભેદ છાની, સદા રાજધાની ન સંદેહ હે.

૧૨૧

જહાં જાનાં જહાં જાનાં અબતો જહાં જાનાં જહાં જાનાં.
સેવકકે શિર સંકટ આયા, તિનકોં તૂર્ત તોડાના;
મહા કાલકે મુખસે ઉનકું, સત્વર જાયે છુડાના. અબતો.
બિઘ્ન હજારોંકોં હિમતસેં હરકે નામ હઠાના;
જોગ ક્રિયાસેં જાઉં પલકમેં, દિલમેં ઠાન ઠિકાના. અબતો.
દાવાનલસેં દુઃખ બિદાકર, સુખકેં દીન દીખાના;
બચન હમારા કભી ફિરેનાં, યેહી સંતકા બાના. અબતો.

૧૨૨

પ્યાર થકી પતિને ન સુવાડ્યા, સુમન સયાને માથે,
અગ્નિ સેજપરેં હું આજે, હાય સુવાડું હાથે;
સાથે રહી નહીં સુખ આપ્યું, પતિનું પૂરવ સુખ કાપ્યું.

૧૨૩

જીવિશ હું નહીં જરૂર આપને તજી,

નથી જરાય સ્વારથે હું આપને ભજી. ટેક.
જતાં શરીર આપનું શું હું જીવી કરૂં
જીવે પવિત્ર પ્રીતિવાન જગતમાં હજી. જીવિશ.
બળીશ આપના બળ્યા પછી ચિતામહીં
ગણી અસાર જગત શુદ્ધ સત્યને સજી, જીવિશ.

૧૨૪

હાબાનો હદરાળ આજ પીઠી ભર્યો પોઢાડીયો;
મીંઢળ છુટયાં મસાણુ હું હારી બેઠી હલામણો.

૧૨૫

પ્યારા પ્રાણપતી મતી મારી કરો દ્રઢ આ સમે;
સતી થઇને બળું તમ સંગ કૃપાળુ થજો તમે.
તજી તુચ્છ આ જગનું સુખ રાચું તમ રંગમાં;
લેજો સ્નેહે સ્વિકારી નાથ સ્વપત્નિને સંગમાં.
મને આપ વિના ઘડી એક નહીં અહીંઆં ગમે;
ભયકારી આ ભૂતળમાંય ભ્રમિત જીવડો ભમે.
મને પ્યાર છે પામવા સુખ સ્વરગ શૃંગારનું;
આવું પ્રેમથી કરવા પાન પ્રભુ તમ પ્યારનું.

૧૨૬

હલામણને હીગે ખોડય ખડકીયાં
હવે કરવા સ્વરગેં સાથ મારે બળવું બરડાના ધણી.

૧૨૭

છોડો તર્ક વિતર્ક ઉભી આ આપ તણી પ્યારી. ટેક.
બહુ દુઃખ વેઠયું તમ માટે શિયળ સાચવીયું તન સાટે

જપી તપ નામ વાટ માટે, રાજ સુખ સરવે ધિઃકારી.    છોડો.
તમે જે માટ થયા હેરાન, વતન છોડીને વેઠયું રાન
તપાવ્યું લોહી જેહને તાન, નિહાળો નયન તેજ નારી.    છોડો.
વિયોગે સર્વ દુઃખી થાતા, હવે ઉર થશે સુખ સાતા
ઉઠો હરી તણા ગુણ ગાતા, મળો તન, મન ધનને વારી.    છોડો.

૧૨૮

ખચિત ખચિત ખચિત ખચિત ઓળખી હવે મેં પ્યારી.    ટેક.
સોન સુંદરી સુજાણ, ધાર તું ગળામાં પાણ
કમનીય અતી કનક વલય રચિત, રચિત રચિત રચિત
ઓળખી હવે મેં પ્યારી.
પ્રાણ પ્રાણથી તું લાગ, ઝટ બુઝાવ હૃદય આગ
શરમ છોડ શ્યામની બનિ, સચિત સચિત સચિત સચિત
ઓળખી હવે મેં પ્યારી.
કર સુભાગી જોઇ વામ, વક્ર દ્રષ્ટીએથી આમ
મનહર અતિ પ્રેમ મદથી, મચિત, મચિત, મચિત, મચિત
ઓળખી હવે મેં પ્યારી.

૧૨૯

મળવા મારા નાથ આપને ઉર અકળાતું મુજ ભારી
રડતી, પડતી, બળતી, મરતી, મળિ આવી આ દુઃખીયારી. મળવા.
વિરહ આપનો પ્રબળ પીડતો, પ્રતિદિન શત્રુ સ્વરૂપ ધારી
તનથી, જનથી, ધનથી, મનથી, પૂર્ણ પીડાઇ તમ પ્યારી. મળવા.
દરશન પામી આજ આપનાં, હાની સરવ હવે હારી
સુખછે સુખછે સુખછે સુખછે, દુઃખ ન જુવે દ્રષ્ટી મારી. મળવા.

૧૩૦

મન વાંચ્છિત સિદ્ધ કર્યા આપણાં, કારજ જગકરતારે,
પ્રણુતપાલની કરીયેં પાર્થના, ચાલો પ્રમદા પ્યારે.
દયા દ્રષ્ટેં જેની દ્વારા, વિકટ વિયોગ થયા ન્યારા.

૧૩૧

વાર વાર પ્યારથી નમી હરી
દુઃખ કાપી સૂખ આપીયું ફરી
અધમની ઉપાધિયો કરી પરી
ભગતપાલની દયાલ ટેક તેં ધરી
દાસોની દીન વાણી સાંભળી
શાંતિ શાંતિ આપો શ્રી હરી. વાર વાર.

